# બીજી ભરૂચ જીલ્લા પરિષદ્

૧૫ મી એપ્રીલ ૧૯૨૩

આમોદ

પ્રમુખ

મહાદેવ હરિભાઈ દેસાઇ

નું ભાષણ

# બીજી ભરૂચ જીલ્લા પરિષદ

( ૧૫ એપ્રીલ ૧૯૨૩ )

---

## પ્રમુખનું ભાષણ

ભાઈઓ અને બહેનો,

મને કેવા સંજોગોમાં અહીં આવીને ઉભા થવું પડયું છે તે તમે સૌ જાણો છો. આ સ્થાને તો 'ગુજરાતના નર' ગોપાલદાસભાઈ વિરાજવાના હતા. તેમણે આખરે આવવા ના પાડી, તમે લોકો ગભરાયા, અને બીજો પ્રમુખ ખોળવા નીકળ્યા, અને જોતાં જોતાં પહેલો જ હું જડી ગયો, એટલે મને પકડયો! તમે મને એમ વળગી પડો એમાં મારૂં તો કશું નથી ગયું, તમારૂં ગયું છે. તમે તમને ઓળખનારા, તમારામાં ઘૂમનારા બીજા કોઈપણ ભાઈને બોલાવી શકતા હતા. અબ્બાસ સાહેબ જેવાને બોલાવ્યા હોત તો તમારી ભીડ ભાંગત, બહારના ન મળે તો એ ભીડના પ્રસંગમાં તમારા ઘરનાને—ચંદુભાઈ જેવાને—તમે નીમ્યા હત તો કશું ખોટું ન હતું. હું તો ભરૂચ જીલ્લાનો ભોમીયો નથી. જેલનો ભોમીયો થયો એટલે બધી વાતનો ભોમીયો હઈશ એવો ભ્રમ તમને થાય, પણ તે કેવળ ભ્રમજ છે. મેં તમારી વચ્ચે રાત દિવસો ગાળ્યા નથી, તમારાં સુખદુઃખમાં ભાગ લીધો નથી, અને તમને જાણ્યા વિના, ઓળખ્યા વિના, તમારી આગળ આવીને હું ભાષણ વાંચી જાઉં તેમાં તમારૂં કશું પાકે એમ હું નથી માનતો. માત્ર એક વાત મારી મુંઝવણ હળવી કરે છે. તે એ કે હું અને તમે બધા એકજ દાવાનળના દાઝેલા, એકજ દાવાનળથી ભાગતા ભાગતા અહીં ભેગા થયા છીયે. તમારાં નાનાં નાનાં દુઃખો પાર વિનાનાં હશે; તેમાંથી કેમ નીકળવું તેનો વિચાર કરવા નહિ, પણ બધાં દુઃખો જેમાં ડુબી જાય એવા જે ત્રણ તાપથી દેશ ઉકળી રહ્યો છે તે ત્રણ તાપથી બચવા માટે અને તેમ બચીને જ બીજાં નાનાં દુઃખોમાંથી છુટવાનો માર્ગ સદાને માટે મોકળો કરવાને માટે આપણે શું કર્યું, શું કરવું રહ્યું છે તેનો વિચાર કરવા આપણે ભેગા થયા છીયે.

### પાછળ નજર

આપણે ક્યાં ઓસડ કરવાનાં છે તે તો સુભાગ્યે આપણે માટે આપણા આખા દેશના ધન્વંતરી બતાવી ગયા છે, એટલે જે [illegible] તે [illegible] આપણે માટે [illegible] છે. હવે તો ધન્વંતરીના બતાવ્યા પ્રમાણે આપણે દવા લીધી કે નહિં, લીધી તો કેટલી લીધી, પરહેજી પાળવાની કેટલી પાળી અને ઓસડ અને પરહેજીનો બરોબર પ્રયોગ ન કરવાને લીધે આપણી શી દશા છે તે જ જોવાનું આપણે માટે રહ્યું છે.

ચાર વર્ષ ઉપર એક ભારે ચાબખો પડતાંની સાથે આપણને આપણા ગુલામીના દર્દનું ભાન થયું, અને તે નાબુદ કરવાનો આપણે નિશ્ચય કર્યો. કેડ પણ કસી, પણ ન કસી જેવી થઇ. તે વેળા આપણી નબળાઇઓનો પાર ન હતો, અહિંસા રૂપ મોટી પરહેજી પાળવાની આપણને આજ્ઞા હતી તે આપણે ન પાળી, અને આપણે પાછા પડયા, એટલે વધારે ચાબખા પડયા. પંજાબનો ચાબખો, અને તેના ઉપર ખિલાફતનો ચાબખો વાગ્યો, એટલે વળી દેશ જાગ્યો; જે બે કોમો એકબીજાથી આઘી આઘી ભાગતી હતી તે એક થઇ, અને જે તંત્રને વશ વર્તી તેના ગુલામો આપણને ચાબખા લગાવતા હતા તે તંત્રને સુધારવાનો અથવા ન સુધરે તો નાબુદ કરવાનો નિશ્ચય કર્યો. આ પછી તંત્રીઓ બદલાયા. નવા તંત્રીએ ચાબખા બંધ કર્યા, પણ ચાબખાને બદલે જેરબનો ચલાવ્યા. દેશ વધારે જાગૃત થયો. '૨૧ની આખર અને '૨૨ની શરૂઆતમાં તો કોળીયો મ્હોં સુધી પહોંચ્યો હતો ત્યાં આપણે વળી ઘેલા બન્યા, અને બાજી ખોઇ બેઠા પણ બગડેલી બાજી સુધારનાર ત્યારે આપણી વચ્ચે બેઠા હતા. જેરબનો ચલાવનારાઓને બાજી સુધારનારને ખસેડી લેવાનું સારૂં લાગ્યું, અને એઓ તેમની નેમમાં ફાવ્યા. આપણે કેટલોક કાળ ન-ધણીયાતાંઓની જેમ નાસભાગમાં વીતાડયો, દવા યે ભૂલ્યા અને પરહેજીયે ભૂલ્યા. નવા વૈદ જાગ્યા, તેમણે મૂળ દવા બદલવાનો વિચાર કર્યો, લોકોને જૂની દવામાંની કોઈ કડવી લાગે છે તો કોઇ જલદ લાગે છે એવું જાહેર કર્યું, અને તે દિવસથી આપણે એકે બાજુના રહ્યા નહિં. જેરબનો તો ચાલુ જ હતા. આપણી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ દશા જોઇને સરકારને વધારે જેરબન ચલાવવાનું ફાવ્યું. જબરદસ્ત જેરબન મીઠાના કરનો વાગ્યો. એણે પાછી જાગૃતિ આણી છે અને આપણે જૂની દવાઓનો વિચાર કરતા થઈ ગયા છીયે.

## આજની સ્થિતિ

આપણે જેવા કઠણ સંજોગોમાં ભેગા થયા છીયે તેવા સંજોગોમાં કોઇ દેશ કોઇ કાળે હતો કે કેમ તે કહેવું મુશ્કેલ છે. કર્ણધાર વિના આપણું નાવ ભરદરીયે પડ્યું છે, આસપાસ ચાલી રહેલા તોફાનમાં આપણને દિશાનું અને લક્ષ્યનું પણ ભાન રહ્યું નથી. જ્યાં જોઇયે ત્યાં કરુણ દૃશ્યો જોવામાં આવે છે. આપણને નથી આપણા વિષે વિશ્વાસ રહ્યો, નથી એકબીજા વિષે વિશ્વાસ રહ્યો. બે વરસ યુદ્ધ ઉત્તમ રીતે ચલાવી સરદાર પકડાયા કે લશ્કરમાં ભંગાણ પડ્યું, અને સરદારે સર કરેલી હદ પણ આપણે ખોવા મંડ્યા છીયે. દેશમાં કોઈ કાળે ન હતો એવો મેળ હિન્દુમુસલમાન વચ્ચે બનાવી તે કાયમ રાખવાનો સંદેશ આપતા આપતા સરદાર ગયા. આજે આપણે તેમણે સાધેલો મેળ પણ ખોઇ બેસવાના જોખમમાં છીયે. તા. ૧૩મી એપ્રિલની કાળી રાતે ચાર વર્ષ ઉપર બંને કોમોનાં નિર્દોષ લોહી રેડાવાને લીધે જે મેળ અને જે એકનિશ્ચય થવા પામ્યો હતો, તે આ વર્ષની એ જ ૧૩મીએ તે જ અમૃતસરમાં ધોવાઈ રહ્યો હોય એવું લાગે છે. ચાર વર્ષ ઉપર તે દિવસે સરકાર ઘેલી બની લશ્કરી કબજો કરીને બેઠી હતી, અને શહેરની ઉપરના લશ્કરી કબજામાં નજરે પડતા દેશની ઉપરના લશ્કરી કબજાનો અન્ત આણવાને આપણે તૈયાર થયા હતા. આજે આપણે પોતે જ, ભાઈઓ ભાઇઓ, ઘેલા બની લઢી વઢી લોહીલોહાણ કરી તે જ શહેરમાં લશ્કરી કબજો કરાવીને બેઠા છીયે. હજી તો બંને કોમના સરતાજો જેલના સળીયાની અંદરથી બંને કોમો કેમ આગળ વધી રહી છે તે જોઇ રહ્યા છે, ત્યાં બંને કોમો પોતાના સરતાજો જેલમાં છે કે નહિ તે અને તેઓ શા હેતુએ જેલમાં જઇને બેઠા છે તે, વિષે ભાન ભૂલી જઇને બેઠી છે. નિર્દોષ લોહી રેડાવાને લીધે જર્મની જેવા દેશમાં અનેક પક્ષો એક થઈ રહ્યા છે, અને આપણો દાખલો લઇને પારકા દેશો અહિંસામય અસહકારના આપણા શસ્ત્રને જ અમોઘ ગણવા લાગ્યા છે, ત્યારે આપણા દેશમાં પક્ષોની વચ્ચેનાં અંતર વધતાં જાય છે, અને એ અમોઘ શસ્ત્ર આજે આપણા હાથે ઉઠાવવું ભારે થઈ પડી રહ્યું છે. આપણા અત્યાર સુધી બતાવેલા ત્યાગને બળે અને બલિદાનોને બળે આપણા સહકારી ભાઈઓ આપણા બનવાને બદલે, ચાર વર્ષો ઉપર જેટલી તાકાત બતાવતા હતા તેટલી જ આજે નબળાઇ બતાવતા, આપણી લડત સાથે તેમને જાણે કશું લેવા દેવા ન હોય તેમ કરીને બેઠા છે, અને પરિણામે તેઓ અને આપણે આપણી નિર્બળતા જોઈ સબળા બનેલા શત્રુના જોસ્સનો જીરવવા લાગ્યા છીએ. તટસ્થ માણસો પોકારી રહ્યા છે 'પ્રભુ આ વિષમ સ્થિતિનો અંત લાવો.' 'મૉડર્ન રિવ્યુ'નો નિષ્પક્ષ તંત્રી આજે પોકારે છેઃ 'મહાત્માજી આજે આપણી વચ્ચે હોય તો જ બધાનું કલ્યાણ છે. તેમના સાંનિધ્યથી જ શાંતિ, અંતર્મુખ દૃષ્ટિ, અને સરલ વ્યવહાર ઉત્પન્ન થાય એમ છે. તેમના શત્રુ જે હિંસા અને જે અંધાધુંધી તેમને લીધે થઇ એમ કહે છે તે હિંસા અને અંધાધુંધી તેમના પ્રભાવે પણ અટકે એમ ન હતી. તેમનો પ્રભાવ ન હોત તો તે કેટલે ઘણે અંશે વધી પડી હોત.' પણ આપણને આપણું દેખીતું કલ્યાણ ન સુઝે ત્યાં દુશ્મનને તેનું ઝટ ન દેખાય એવું કલ્યાણ તો ક્યાંથી જ સુઝે ?

## સરવાળાં

આપણાં સ્થૂલ સરવાળાં તપાસીયે ? ગયાની મહાસભાએ સવિનયભંગની તૈયારીરૂપ એક કાર્યક્રમ ગોઠવ્યો. તેની મુદત બાંધી. તે મુદત ૧૫ દિવસમાં પૂરી થશે. એ કાર્યક્રમ કેટલો થયો છે તેનો આજે આપણે વિચાર કરીયે એ ઠીક છે. ગુજરાતના આંકડા આપણી પાસે તૈયાર છે. આપણે બધા જીલ્લાઓ મળીને આઠસેં જેટલા સૈનિકો તૈયાર કર્યા છે, રૂપીયા આજે આપણી પાસે બે લાખ જેટલા છે. રંગુનના ગુજરાતીઓએ આપેલા બે લાખ ઉમેરીયે તો ચાર લાખ થાય. સૈનિકો આપણા પ્રાંતની વસ્તીના પ્રમાણમાં આપણે ત્રણ હજાર કરવાના નહોતા, લગભગ ૧૭૦૦ જેટલા કરવાના હોય, એટલે અર્ધા કરી ચુક્યા છીયે. રૂપીયા આપણે આપણી જરૂરીયાતો જોઇને પાંચ લાખ ભેગા કરવા એવો ઠરાવ કર્યો, જો કે મહાસભાના ફાળા પ્રમાણે આપણે ત્રણ લાખ કરવાના છે. આમ આંકડા જોઇયે તો આપણું કામ નિરાશાજનક ન કહેવાય.

બીજા પ્રાંતોની સ્થિતિ જોઇયે. ત્યાંના આંકડા ચોક્કસ નથી મળ્યા, પણ બંગાળમાં ૧૨૦૦ સૈનિકો નોંધાયા છે, કર્ણાટકમાં ૪૦૦ જેટલા, અને બીજા પ્રાંતોમાં ઓછાવત્તા મળી, આખા દેશમાં ત્રણ હજાર જેટલા સૈનિકો છે. પૈસા સંબંધે બીજા પ્રાંતોમાં દશા કફોડી છે. સંયુક્ત પ્રાંત અને પંજાબ જેવામાં તો આજે એટલા બધા ઝગડા ચાલી રહ્યા છે કે મુખ્ય લડત જ લગભગ ભૂલાઇ ગઈ છે. ત્યાં નથી થયા બહુ સૈનિકો કે નથી થયા રૂપીયા. બીજા પ્રાંતોમાં કાંઇક કામ કરનારાઓની શિથિલતા અને લોકોની મંદતા બંને નજરે પડે છે.

ખાદીનો પ્રચાર ધીમે ધીમે થતો જાય છે એટલું જ કહી શકાય. આંકડાઓ જે આવ્યા છે તેમાં કશો ઢંગધડો નથી. અમુક ગામમાં ખાદી ઘણી ખપે છે એટલું તેમાંથી માત્ર નીકળી શકે છે. બાકી અમદાવાદની ગો[illegible] દિલ સમસમી જાય છે, ત્યારે [illegible]
ગામડાંમાં સ્થિતિ ઠીક[illegible] ગુજરાતના ગામડાંના. પણ ખાદી ઉત્પન્ન કરવામાં તો ગામડાંમાં પણ મંદતા જણાય છે. મને ખાત્રી છે કે પૂ. ગાંધીજી આપણી વચ્ચે હતા ત્યારે જેટલા રેંટીયા ચાલતા હતા તેટલા રેંટીયા આજે નથી ચાલતા. માત્ર ખાદીના પ્રચાર સંબંધી આપણું જ્ઞાન વધ્યું છે, ખાદીનો જ મંત્ર લોકોની આગળ સમજપૂર્વક રજુ કરનારા સેવકો વધ્યા છે.

આપણી આર્થિક સંપત્તિ વિષે આપણી આવી સ્થિતિ છે. હવે નૈતિક સંપત્તિ જોઇયે. આપણી મોટામાં મોટી સંપત્તિ શાંતિની. એ ખોઇ બેઠાને લીધે આજે આપણે આ દશામાં છીયે. પણ ગાંધીજી ગયા પછી તેમને શોભે એવું આપણે એક કાર્ય સાધ્યું હોય તો તે શાંતિ જાળવવાનું છે. હિન્દુ મુસલમાનોના ઝગડા ચાલી રહ્યા છે એ વાત હું ભૂલતો નથી, પણ સરકારની સામે આપણે એકે અત્યાચાર નથી કર્યો. ગયા રાષ્ટ્રીય સમાહની હડતાળ એ આપણી શાંતિનો સુંદર પૂરાવો હતો. બીજી નૈતિક સંપત્તિ આપણો આપણું ધ્યેય સાધવાનો નિશ્ચય. આ નિશ્ચય ઝાંખો પડ્યો છે એમ કબૂલ કર્યા વિના ન ચાલે. તાત્કાલિક પરિણામોની આશા રાખનારા–પ્રયત્ન વિના આશા રાખનારા–પરિણામ ન આવતાં, વિજળી બંધ થતાં સંચો બંધ થાય તેમ, ઢીલા થઇને બેસી ગયા, અને જીવનના શ્વાસેશ્વાસમાં સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો જ નિશ્ચય પ્રગટ થવો જોઇયે તે નથી પ્રગટ થતો જણાતો.

સહકારીઓ અને અસહકારીઓની વચ્ચેનું અંતર ઓછું થવાને બદલે ઊંડું થતું જાય છે એમ હું ઉપર ઇશારો કરી ગયો. સહકારીઓનું રોલેટ એક્ટ વખતે ખૂમો પાડવાનું જેટલું બળ હતું તેટલું બળ પણ નથી જણાતું. તે વેળા ધારાસભાના કેટલાક સભ્યોએ તો નિશ્ચય કરેલો પણ ખરો કે પોતાની જગ્યાનાં રાજીનામાં આપવાં, અને ત્રણ ચાર રાજીનામાં આપનારા પણ નીકળેલા. આજે તે સ્થિતિ પણ નથી. આજે તો રાજીનામું આપીએ તો સરકાર ખુશ થાય એટલી એક જ [illegible] તેમને નથી, તેમને તો રાજીનામું આપીયે તો અસહકારીઓ [illegible] જાય એ મિથ્યાભિમાન રહેલું છે.

આટલું ટૂંકામાં આપણું સરવાયું છે. સરકારનું સરવાયું શું છે, તપાસીયે ? આપણું ઉધારપાસું એ તેમનું જમાપાસું. અર્થ અને નીતિ બંનેનું તળીયું આવી રહેલું છતા એ દેવાળીયા સરકાર આપણા દૈયાકુટાપણાનો લાભ લઇ, હોશીયાર દેવાળીયો પોતાનું તળીયું સાજું કરી મોજથી જેમ મ્હાલે છે, તેમ મોજથી પોતાનું તળીયું સાજું કરી મ્હાલે છે. સાજું તળીયું એ કે તેને હજી વિશ્વાસ છે કે થોડાઘણા બખાળા પાડતા છતાં ધારાસભાના સભ્યો જરૂર પ્રજાની પાસે કાયદાઓ પળાવવામાં મદદ કરશે, પ્રજા તોફાન કરે તો ગોળીઓ લગાવનાર સીપાહીઓ પણ તેને મળી રહેશે, ચળવળીયાઓને કેદમાં પૂરતાં તેનો હાથ અટકાવનાર તેને ટેકો આપનારમાંથી તો કોઇ ન જ મળે.

## ત્યારે શું કરવું ?

આ દશામાં આપણે શું કરવું એનો વિચાર આપણને મુંઝવી રહ્યો છે. મિત્રોના મને દરરોજ કાગળો મળે છે. કોઇ આકરાં લખાણો માટે ઠપકો આપે છે તો કોઇ બીજાં કશાંને માટે ઠપકો આપે છે. મારી મંદ મતિ અકળાઇ રહી છે એમ કહું તો તમારી આગળ આવીને ઉભા રહેતાં મને કેટલું વસમું લાગ્યું છે તે તમે સમજી શકશો. તમારી આગળ આવવાનું કોઇ વિચિત્ર ઘડીએ કબુલ કરીને મેં કેટલીયે રાત ઉંઘ વિનાની ગાળી છે. હું જે વિચારો ઉપર આવી શક્યો તે વિચારો ભવિષ્યમાં, મારા ચોકીદાર મિત્રોની ટીકાની દૃષ્ટિએ, હું તપાસતો જ રહીશ એટલી તેમને ખાત્રી આપું તો તેઓ મારા વિચારમાં કાંઇ અણઘટતું લાગે તે માટે મને ક્ષમા કરશે.

મને ઉંડા વિચારને પરિણામે લાગ્યું છે કે આ કડણ દશામાં આપણી આખી મુઠી જોતાં છતાં પણ, વ્યક્તિગત સવિનયભંગ એ જ એક ઉપાય તાબડતોબ લેવા જેવો છે. આનાં કારણો હું ટૂંકામાં તમારી આગળ રજુ કરીશ.

## એકલી અને એક શરત

પહેલું કારણ તો એ કે આજની પારાવાર શાંતિ સવિનય ભંગને અનુકૂળ છે. ૧૯૨૧ના નવેમ્બરમાં ગાંધીજીએ કહેલું કે બેકાયદે વર્તનારી સરકારની સામે, પોતાના જ કાયદાનો અવિનય ભંગ કરનાર સરકારની સામે, સવિનય ભંગ એજ પવિત્ર કર્તવ્ય થઈ પડે છે. તે જ લેખમાં દરેક અસહકારીને તેમણે દિલ્હીની પ્રતિજ્ઞાનો અક્ષર અને આત્મા પાળી સવિનય ભંગ માટે કટિબદ્ધ થવાની હાંકલ કરી હતી. આ લેખ જે તારીખના 'યંગ ઇંડિયા'માં પ્રગટ થયો તેજ તારીખે મુંબઇમાં શાંતિભંગ થયો. ગાંધીજીના અનશનવ્રતને બળે પાછી શાંતિ પથરાઈ અને તે પછી સરકારના જોરજુલમો ચાલ્યા. પાછી ગાંધીજીએ સવિનય ભંગની તૈયારી કરી, બારડોલીમાં મંગળ મુહૂર્ત થવાનું હતું ત્યાં ચોરીચોરા જાગ્યું, અને પાછું ભંગાણ પડયું. પછી બારડોલીના ઠરાવો થયા. એ ઠરાવો પછી પણ એક ટીકાકારને જવાબ આપતાં તેમણે જણાવેલું:

'જાહેર તોફાનનું જોખમ રહેલું હોય તોપણ સવિનય ભંગનો વિચાર મારાથી તજાય જ કેમ ? પણ સામુદાયિક સવિનય ભંગ શરૂ કરવાનો વિચાર, જ્યાં સુધી તોફાન ફાટી નીકળવાનું દેખીતું જોખમ હોય ત્યાં સુધી, મારે માંડી વાળવોજ રહ્યો. વ્યક્તિગત સવિનયભંગની તો વાતજ જુદી છે.'

આ પછી તેઓ પકડાયા. પકડાતાં પકડાતાં તેઓ જેલ માગી ન લેવાનું પ્રજાને કહેતા ગયા, અને હકીમજીને લખેલા પત્રમાં તેમણે જણાવ્યું કે 'પવિત્રમાં પવિત્ર માણસ જ્યાં સુધી જેલમાં હોય ત્યાં સુધી બીજા પવિત્ર માણસોએ જેલ ભરવાનું કશું પ્રયોજન નથી.' આ શબ્દોમાં ગંભીર બોધ રહેલો છે, અને એના શુદ્ધ ભાવાર્થની વિરુદ્ધ મ્હારો શ્વાસ પણ નીકળે તો હું પાપી બનું. પણ એ શબ્દો જે સંજોગોમાં ઉચ્ચારાયલા હતા તે વિચારવાનું સાહસ તો આપણે જરૂર કરી શકીએ. તે વેળા ચોરીચોરા તેમની નજરમાં ખૂંચ્યાજ કરતું હતું, તેમના પોતાના કારાવાસનો, અને ન કરે નારાયણ ને પોતાના કારાવાસને લીધે લોકો વિફરે તો ત્યારપછી આવનારાં પરિણામનો, પણ તેમને ખ્યાલ હતો. ત્યારપછી મહિનાઓ વીત્યા. શૂરવીર અકાલીઓ ઉપર અમાનુષી અત્યાચારો થયા. છતાં તેઓ સત્યાગ્રહ વિષે નિશ્ચલ રહ્યા. ગાંધીજીએ પણ ન કલ્પેલાં એવાં દૃશ્યો તે વેળા ઇતિહાસને પાને લખાયાં. મારૂં નમ્ર માનવું છે કે તે વેળા ગાંધીજી બહાર હોત તો તેમણે પંજાબમાં પોતાનો પડાવ નાંખ્યો હોત. તેમણે સત્યાગ્રહની તે પુણ્યભૂમિને વિશેષ સત્યાગ્રહથી—શુદ્ધ સવિનય ભંગથી ફળદ્રુપ કરી હોત. પણ આપણા મહાન નેતાઓને તો તે અમર દૃષ્ટાન્તોમાં કાંઇ ભારે રહસ્ય ન જણાયું, અને જે અમુલખ અવસરને માટે ગાંધીજી ઝંખતા હતા, જે અમુલખ અવસરનો ગાંધીજી તત્કાળ લાભ લેત તેને આપણે એળે જવા દીધો. મારૂં નમ્ર માનવું છે કે સવિનય ભંગની એકલી અને એક શરત શાંતિ છે. ૧૯૧૯ની ૬ઠી એપ્રલે ગાંધીજીએ સવિનય ભંગ શરૂ કરેલો તે દિવસે આપણી રચનાત્મક સંપત્તિ આજે છે તેટલી ન હતી. તે સવિનય ભંગ બંધ કરેલો તેનું કારણ દેશમાં અશાંતિ વ્યાપી તે હતું. પાછું જ્યારે શાંતિ વ્યાપેલી છે એમ તેમણે અનુભવ્યું ત્યારે તે શરૂ કરવાની તૈયારી કરી. બારડોલીના રચનાત્મક કાર્યક્રમનો ઉદ્દેશ શાંતિનું વાતાવરણ સ્થાપવા ઉપરાંત બીજો કશોજ ન હતો. લોકો કાંતતા થાય, ખાદી પહેરતા થાય, અને તેમ કરીને પોતાની આજ્ઞાપાલનની શક્તિ સિદ્ધ કરી બતાવે એ જ તે કાર્યક્રમનું રહસ્ય હતું. આજે કાર્યક્રમ પૂરો થયો નથી, કદાચ ઘણા સમય સુધી તે પૂરો ન થાય, પણ જે મૂળ ઉદ્દેશ—શાંતિનું વાતાવરણ ઉત્પન્ન કરવાનો—તે આજે સધાયો છે એમ મારૂં માનવું છે. એમ સવિનય ભંગની એક અને એકલી શરત આજે સચવાઈ છે, અને આજે તેનો આપણે લાભ ન લઇએ, અત્યાચારમાં આગળ અને આગળ ધપતી જતી સરકારની સત્તા અને ક્રમને પણ સ્વીકારતા જ રહીએ તો ગાંધીજીનાં વચનોનો આપણે કેવળ શબ્દાર્થ જ કર્યો એવા ઠપકાને આપણે પાત્ર થઇશું એમ મને લાગે છે.

## ઝગડા કેમ શમે ?

બીજી વાત આપણા ઝગડાઓની છે. હિન્દુમુસલમાનો વચ્ચે ઝગડા વધતા જ જાય છે, તેમાં વળી હમણાં જ અમૃતસરમા થયેલા રમખાણ વિષે હું આગળ કહી ગયો. એ રમખાણ જે કારણે ઉભું થયું છે તેવાં કારણ આજ પહેલાં બનતાં ન હતાં એમ નથી, પણ તે વેળા હિન્દુમુસલમાનો વચ્ચે એટલી કડવાશ ન હતી. આજે ચાલી રહેલી અભાગણી હીલચાલોને લીધે તે વધી છે, અને તેને લીધેજ એ રમખાણે ગંભીર સ્વરૂપ લીધું છે. મને લાગે છે કે હવે આવાં રમખાણ ન થાય તેટલા સારૂ કોઇ પણ અગ્રગણ્ય નેતાએ એમાં ખપી જવાની જરૂર છે. આવાં રમખાણો થાય કે તરત જ મહાસભાના નેતાઓ ત્યાં પહોંચી જાય, મારામારી અટકાવવા પોતાની ગરદન આપે તો જ શાંતિ સ્થાપન થશે, બીજી રીતે ન થાય. એટલે આજે પંજાબને વિષે તો હિન્દુમુસલમાન ઐક્યના સિવાય બીજો એકે પ્રશ્ન નથી રહ્યો. પણ ગુજરાતનું કર્તવ્ય વિચારૂં છું ત્યારે મને લાગે છે કે આપણે શુદ્ધ બલિદાનો અહીં આપવા માંડીએ તો પંજાબના ઝગડાને શમાવવામાં પણ આપણે મદદ કરી શકીએ. ઝગડો ઉગ્યો છે કેવળ આપણા નવરાપણાની સડેલી ભૂમિમાં. આપણો ઝગડો પ્રચલિત સત્તાની સ્હામે છે એ વાત લોકોના ધ્યાનની બહાર થઇ છે તે કારણે તેઓ બીજા ઝગડા વ્હોરીને બેઠા છે. ક્ષુલ્લક તકરારોમાંથી, અથવા છુટાછવાયા અત્યાચારથી થતી તકરારોમાંથી આપણે તેમનું ધ્યાન ત્યારે જ વાળી લઇ શકીશું કે જ્યારે શુદ્ધ સવિનય ભંગ કરીને

આપણા સ્પષ્ટ કર્તવ્ય તરફ તેમની દૃષ્ટિ ખેંચી શકીશું. અહીંઆં હું ખુલાસો કરવાની રજા લઉં. અમૃતસરના ઝગડાથી શાંતિભંગ થયો અને સવિનય ભંગના વાતાવરણમાં વિઘ્ન પડ્યું એવો વાંધો લેવામાં આવશે એ હું સમજું છું. પણ એ વિઘ્ન નથી પડ્યું એમ હું માનું છું. ગાંધીજીએ પારસી હિન્દુઓનો ઝગડો થતાં જ સવિનય ભંગ માંડી વાળ્યો તેનું કારણ એ કે તે ઝગડાના મૂળમાં રાજકીય કારણો હતાં. તેમાં આ હીલચાલના હેતુઓ સાધવા માટે બળજેરી વાપરવામાં આવી હતી. અમૃતસરનો ઝગડો તેવાં કારણોને લઇને નથી થયો, તેમાં કોઇ પક્ષે હીલચાલના હિતનો વિચાર નથી રાખ્યો. હા, હિન્દુમુસલમાન ઐક્ય કાયમ કરવા માટે જ પંજાબમાં આજે કામ કરનારાઓનાં દળનાં દળ જોઇશે અને અમુક નેતાઓએ ત્યાંજ દટાઇ જવું પડશે.

ત્રીજી વાત આપણે ખાદીનો પ્રચાર સંતોષકારક નથી કીધો, આપણે ખાદીનું ઉત્પન્ન નથી વધારી શક્યા. તે કેવળ પ્રચાર અને ઉત્પન્ન વધારવાના ઉપદેશથી નહીં વધારી શકીએ. પણ મને લાગે છે કે અમદાવાદની પ્રતિજ્ઞાના અક્ષર અને આત્મા પાળનારા સેવકો ન લડનારાઓને ખાદીનો મંત્ર સંભળાવતા, અને લડવૈયાઓને તેમની પાછળ જવાનું કહેતા જેલમાં ચાલ્યા જશે તો તેને પરિણામે ખાદીનો પ્રચાર અને ઉત્પન્ન બંને વધશે. મારા પોતાના અનુભવથી તો હું કહી શકું ખરો કે મારા જેલ જવાને પરિણામે મારા ઘણા મિત્રો ખાદી વાપરતા થયા. અને કેટલાક નિત્ય કાંતતા થયા.

ચોથી વાત, આપણા જે સહકારી ભાઇઓ આજે શિથિલ થઇને બેઠા છે, અને જેઓની શિથિલતા ઉપર સરકાર ભારે મદાર બાંધીને બેઠી છે, તેમની આપણે સવિનય ભંગથી સેવા જ કરીશું, તેમને વધારે બળવાન કરી શકીશું, અને સરકારનો ભ્રમ ભાંગી શકીશું.

પાંચમી વાત. લોકોની શિથિલતા મિથ્યાચારમાં ન પરિણમે, લોકોમાં એક કાળે વ્યાપેલી જે હિંસાભાવનાની દવા તરીકે ગાંધીજીએ સવિનય ભંગનું ઔસડ સૂચવેલું, તે હિંસા ભાવના આપણી શિથિલતાને લીધે પાછું માથું ન ઉંચકે તેટલા સારૂ પણ સવિનય ભંગ શરૂ કરવાની જરૂર છે. આજે વાતાવરણમાં સંપૂર્ણ શાંતિ છે, પણ લોકોની ઉદાસીનતાથી કંટાળેલા કેટલાક કામ કરનારાઓ મનમાં હિંસા સેવે છે એ ભૂલવું ન જોઇએ. પંડિત જવાહરલાલ નેહરૂને હું જ્યારે ગયા ફેબ્રુઆરીમાં અલાહાબાદમાં મળ્યો ત્યારે તેણે સરસ કામ કરનારાઓના કેટલાક પત્રો મને બતાવેલા. સત્યાગ્રહના પ્રચલિત સ્વરૂપથી કંટાળી, સવિનય ભંગની આશા છોડી, તેઓ હિંસાનો વિચાર કરી રહ્યા છે એમ મેં જોયું, ત્યારથી જ મને થયા કીધું છે કે સવિનય ભંગ આપણા એ દર્દનું પર વળી જવાનું એક જ દ્વાર છે.

## કેટલાક વાંધાઓ

હવે હું સવિનય ભંગ આદરવા સામે ઉઠાવવામાં આવેલા કેટલાક વાંધાનો વિચાર કરીશ. એની યોગ્યતાની જ શંકા ઉઠાવનારા એક મિત્રનાં વાક્યો હું અહીં ટાંકીશ. તેઓ સવિનય ભંગની વાતને ઉદ્દેશીને લખે છે:

"મને લાગે છે કે બાપુજીનું અપૂર્વ મહાબલિદાન આપણી આંધળી પ્રવૃત્તિથી આપણે અપવિત્ર કરી રહ્યા છીએ; તેનાથી પુનિત થવાનો માર્ગ ન લેતાં અવળે પંથે આપણે પડયા છીએ. થોરોના વચન સાચાં હોય અને એથી યે વિશેષ બાપુજીનાં વચન સાચાં હોય તો એક મહાત્માના કેદ થવાથી સિદ્ધિ કાં ન થાય? દેશને શાની શાની અનિવાર્ય આવશ્યકતા છે એ તેઓએ મુક્તકંઠે કહ્યું છે, અને તે સંબંધમાં તેમની કલમ જાણે દેવતાની કલમ જેમ ચાલી છે. પ્રજાનાં પ્રાણસમ તત્વો તેઓએ આપણને બતાવ્યાં છે છતાં આપણી નજર તે ઉપર ઠરતી નથી. તેના ઉપર વિશ્વાસ બેસતો નથી; અને આપણને ગિરફતારીમાં કરે એવી વસ્તુની શોધમાંજ રહીએ છીએ. સરકાર પર હલ્લો કરવાના ખ્યાલ અત્યારે કોરે મૂકીએ અને એક પછી એક ગામ, તાલુકા, જીલ્લા સર કરવા જઇયે, એટલે કે ત્યાં ત્યાંની પ્રજાના દિલ વિશેષ જાગૃત કરતાં જઇયે અને તેને ઘડતા થઇયે તો કામ પાર ઉતરવા માંડે. બાપુજીએ કહ્યું કૉંગ્રેસ બંધારણ સબળ કરો; આપણે તે કર્યું? ખાદીની પેદાશ અને ફેલાવ સારૂ યોજના કરી અમલમાં મૂકી? જમનાલાલજીએ ખાદી વિભાગ ખોલ્યો. જમનાલાલજી તેમાં ગરકાવ થઇ ગયા? ખાદી કોરે મૂકી હાલ તેઓ વિશાળ દેશમાં પર્યટન કરવા નીકળી પડયા છે. મહાકાર્યો આમ થવાનાં છે? કયા પ્રાંતમાં રેંટિયા ખાદી નિર્ભય બન્યાં છે? યોજનાપૂર્વક કામ કરવાનો ગુણ આપણે અંગ્રેજો પાસેથી લેવો રહ્યો છે. મગનલાલભાઇની પ્રવૃત્તિ સમજાય તેવી છે. તેણે રેંટીયાનું એક અંગ વશ કરવા માંડયું છે. એવા કેટલા મગનલાલભાઇ આપણી પાસે છે? કાયદા તોડી સરકાર પર હલ્લો કરવા નીકળીયે તે પહેલાં આપણે હજી યે ઘણું કરવાનું છે, અને બાપુજી જેલ બેઠા છે તેનાથી આપણામાં આવડત હોય તો આપણું કામ આપણે સહેલું કરી શકીયે"

આ ઉદ્‌ગારો બાપુના એક પરમ ભક્તનાં છે; અહર્નિશ હીલચાલના હિતનો વિચાર કરી રહેલા એક મિત્રના છે—એટલે સવિનયભંગનો વિચાર કરનારા સૌ એનો ખૂબ વિચાર કરે એ ઇચ્છવા જેવું છે. સૌથી પહેલી વાત હું એટલી કહી દઉં કે ઉપરનાં વચનોમાં સામુદાયિક સવિનયભંગ અને વ્યક્તિગત સવિનયભંગ બેને ભેગા કરી દેવામાં આવ્યા છે, એટલે સમજફેર થયેલી છે એમ હું માનું છું. હું સામુદાયિકભંગને માટે તો ક્યાંયે અનુકૂળ સ્થિતિ જોતો નથી; તેની મેં વાત કરી જ નથી. વ્યક્તિગત સવિનયભંગની વિરુદ્ધ વચનો જે ટાંકવામાં આવ્યાં છે તેમાંથી ગાંધીજીનાં વચનોનો હું ઉપર વિચાર કરી ગયો છું. થોરોનાં વચનોનો અનર્થ થયો છે એમ મને ભાસે છે. થોરોએ તો અત્યાચારની સામે થવાની લડતમાં બીજા શામિલ થાય તેની રાહ જોઇ બેસી રહેનારને ઉદ્દેશીને પોતાનું આ વાક્ય લખેલું છે:

"હું બેધડક કહું છું કે મેસેચ્યુસેટ્સમાં એક હજાર માણસ, એક સો માણસ, અરે દશ માણસ–દશ પ્રમાણિક માણસ, નહિ એક પ્રમાણિક માણસ–ગુલામીની વિરુદ્ધ હોય, તે જો કર નહિ આપી ગુલામોની ભાગીદારીમાંથી બાતલ થઇ જાય અને તેમ કરવા માટે જેલ ભોગવી લે તો આજે જ અમેરિકામાં ગુલામગીરી નાબુદ થાય. બીજાઓ પોતાના મતના ન થાય ત્યાં સુધી તેણે ગુલામોની માલકી ધરાવવાના પાપમાં બળવાનું નથી, કેમકે તે એકલો નથી, તેની સાથે હંમેશાં ઇશ્વર છે."

મને લાગે છે કે વ્યક્તિગત સવિનય ભંગનો આથી મજબુત બચાવ બીજો કોઇ નહીં હોઇ શકે. ગાંધીજીનાં આજ્ઞાવચનો હું જે રીતે સમજું છું તે હું ઉપર બતાવી ગયો છું. ગાંધીજીને જેલમાં મોકલી તેમના એકલાના જેલમાં બેસવાથી આપણો ઉદ્ધાર થશે એમ માની બેસીયે તો આપણે સડયા કરશું, આગળ નહિ વધીયે. આપણા હૈયાફુટા દેશમાં હજી કેટલાંયે બલિદાનો આપવાં પડશે, કેટલાયે નેતાઓને ગોળીઓ સામે ઉભા રહેવું પડશે. ગાંધીજીના પુણ્ય બલિદાનને, શુદ્ધ સવિનયભંગમાં, અપવિત્ર કરવા જેવું હું કશું જોતો નથી. વ્યક્તિગત સવિનયભંગ પણ તેમણે બંધ કરવા ધાર્યો હોત તો અમદાવાદની પ્રતિજ્ઞા તાળાકુંચીમાં બંધ નહિ કરી જાત? મને તો લાગે છે કે એ પ્રતિજ્ઞા જેવી મહત્વની પ્રતિજ્ઞા કોઇવાર ઘડાઇ નથી, અને એ આકરી પ્રતિજ્ઞા પાળનાર સદા કાળે સવિનયભંગ કરવાને મુક્ત છે.

ગાંધીજીના બલિદાનને અપવિત્ર કરવાના ભયનાં કરતાં ઉલટું સવિનયભંગથી ડર્યા કરવાને લીધે તેમનું બલિદાન આપણે વ્યર્થ કરીશું એવો મને ભય લાગે છે. ગામ જીલ્લા સર કરવાની મારા મિત્ર વાત કરે છે ત્યારે તેઓ સામુદાયિક સવિનયભંગનો ખ્યાલ કરે છે. ગામ જીલ્લાઓમાં કામ નથી થતું એ તેમનો આક્ષેપ તેમને ગામજીલ્લાની સ્થિતિની ખબર નથી એ બતાવે છે. ગામ જીલ્લાઓની કેટલી પૂજ્ય ભાઇ ઇન્દુલાલના [illegible] થઇ છે તે તો તેમની વર્તણુક મહેનત જોનારા [illegible]

ધમધમતાં વચનો સાંભળનાર જાણે છે. તેઓ હવે રચનાત્મક કાર્યક્રમના પ્રચારથી જેટલું સધાયું છે તેથી વધારે ન સધાય એવું ચોક્કસ માનતા હોવાને લીધે પ્રચાર સમિતિના મંત્રી તરીકે તે સમિતિનો એવો ઠરાવ પ્રાંતિક સમિતિ માટે મૂકી ગયા છે કે, એ સંજોગોમાં જેટલી સામગ્રી છે તેટલાથી પણ વ્યક્તિગત સવિનયભંગ શરૂ કરવો. મગનલાલભાઈ પેદા કરવાનું આપણા હાથમાં નથી. જેઓમાં બળ હશે તે જાતે જ આપણા કહ્યાની રાહ જોયા વિના ઉભા થવાના. હું એટલું કહી દઉં કે મગનલાલભાઈને આપણે સવિનયભંગમાં જોડાવાનો આગ્રહ ન કરીએ, તેમના સાથીઓને પણ આગ્રહ ન કરીએ. આપણે તો ભેગા મળીને સૈનિકો અને અસૈનિકો—combatant અને non combatant—નક્કી કરીશું, અસૈનિકો ખાદી પ્રચાર ચાલુ રાખશે, સૈનિકોને વળાવી વધારે ચાલુ રાખશે, ગામડાંઓમાં ફરી વળી તેમને શા સારૂ સૈનિકોને જેલમાં મોકલ્યા છે તે સમજાવશે, અને તેમને ખાદી પ્રચાર કરવાને ઉત્તેજશે.

હવે બાકી રહ્યો એક મહત્ત્વનો વાંધો. આપણે ગિલગીલીઆં કરે એવી વસ્તુની શોધમાં, જો મારા મિત્ર કહે છે તેમ, હોઈશું તો જરૂર આપણે પછડાવાના છીએ. ગિલગીલીઆંનો ખ્યાલ કરીને આપણે વ્યક્તિગત સવિનય ભંગનો વિચાર કરીએ છીએ એવું મારૂં હૃદય તો નથી કહેતું. તમારા કોઈનામાં પણ એ ખ્યાલ નહિ હોય એવો મારો વિશ્વાસ છે. આવેશ અને ધમધમાટના દિવસો ગયા. આજે તો તે ધમધમાટ પછી આપણને થાક ચડેલો છે. તે થાક ધીમે ધીમે ખંખેરી પાછા ફરીને આપણે ટટ્ટાર ઉભા રહીએ એટલો જ હેતુ છે.

## માથા વેરા કરતાં કારમા કર

સવિનય ભંગની યોગ્યતા વિષે કેટલાક વાંધા આપણે તપાસ્યા. તેની શક્યતાની શંકા કરવામાં આવે છે તે તપાસીએ. કહેવાય છે કે દક્ષિણ આફ્રિકામાં ત્રણ પાઉંડનો કર લોકોને જેવો પ્રત્યક્ષ રીતે ખૂંચતો હતો તેવી એકે વસ્તુ અહીંઆ નથી. એટલે સવિનય ભંગ ન થઈ શકે. આમાં લોકોના મનની સ્થિતિનું અજ્ઞાન રહેલું છે. શહેરમાં લોકોને ખૂંચતી હોય એવી એકે વસ્તુ ન લાગતી હોય, પણ ગામડાંઓમાં જશો તો એક અજ્ઞાન ડોશી પણ કહેશે કે વરસમાં મારે દોઢ રૂપીયાના મીઠાંએ ચાલતું તે હવે ત્રણ પડવાના. મીઠાના કરે કરીને લોકોમાં કેટલી જાગૃતિ આવી છે, ગરીબ ગુરબાં અસહકારને કેટલો સમજવા લાગ્યાં છે તે ગામડે ગામડે ફરવાથી ખબર પડશે. મીઠાનો કર માથાવેરાના જેટલો જ કારમો છે. પચાસ સાઠ વર્ષ થયાં દરેક રાજશાસ્ત્રીઓ તેની વિરુદ્ધ બોલતા આવ્યા છે. જ્યારે અસહકાર નહતો ત્યારે પણ ગાંધીજી કહેતા કે મીઠાનો કર રદ કરાવવાનું હાથમાં લીધા વિના ચાલે એમ નથી. તવંગરને ન ખબર પડે, પણ ગરીબ તો પોતાને માટે, પોતાનાં ઢોરને માટે તવંગરના કરતાં ત્રણ ગણું મીઠું વાપરે છે. ગરીબનાં સાકર અને મસાલો સબરસ છે, અને ગરીબની ૨૫–૩૦ રૂપીયાની સરેરાસ વાર્ષિક આવકમાં બે રૂપીયાને બદલે ચાર રૂપીયા મીઠાના ખર્ચમાં જ જાય તેની અકળામણ તે જ સમજી શકે. મીઠાના કરમાં બીજાં કેટલા દૂષણો રહેલાં છે તેનો તો આપણે વિચાર જ કરતા નથી. ઘણાં વર્ષ ઉપર લખેલા એક મહત્ત્વના પુસ્તકમાં દિવાન બહાદુર એસ. શ્રીનિવાસ રાઘવ આયંગારે બતાવ્યું હતું કે લોકસંરક્ષણને માટે પોલીસનો ખર્ચ થાય છે તે પોલીસની સંખ્યા ૨૨૦૦૦ જેટલી છે, અને ખર્ચ ૩૬॥ લાખ જેટલું છે, જ્યારે મીઠું અને આબકારી મહેસુલ ન ચોરાય—જે ચોરવું એ, કરો ન હોય તો, ગુન્હો ન જ ગણાવો જોઈએ—તેટલા ખાતર સરકાર ૯ હજાર માણસો રાખે છે, અને ૧૩॥ લાખ ખર્ચે છે. આજે એનું પ્રમાણ કેટલું બધું વધી ગયું છે, એટલે એ દૂષણનું પ્રમાણ કેટલું વધી ગયું છે તેની કલ્પના થઈ શકે છે. મીઠાના કર ઉપરાંત બીજો એક પણ કર સરકારને આપણી પાસે લેવાનો અધિકાર નથી. છતાં મૂંગે મોઢે આપણે આપીએ છીએ, તે વાત આપણે લોકોને દાંડી પીટીને કહેવાની છે. સવિનયભંગથી લોકોમાં એ વાત વિષે આપણે વધારે જાગૃતિ આણી શકીશું. અને અસહકાર વિષે તેમને વધારે મજબૂત કરી શકીશું. લૉર્ડ રીડિંગે તો આપણે મૂંગે મોઢે મીઠાનો કર આટલા દિવસ આપ્યો તેની પણ હાંસી કરી છે. એ હાંસીનો સવિનયભંગ સિવાય બીજો જવાબ હું નથી જોતો. અમેરિકાના ૧૩ રાજ્યોમાં નાની નાની વસ્તુઓ ઉપર નજીવા કર નંખાયા તેની સામે પ્રજાએ ખળભળાટ કર્યો. આખરે બધા કર ખેંચી લેવામાં આવ્યા; માત્ર ચ્હા ઉપર કર રહ્યો. તે કરવાથી સરકારને માત્ર ૪૫૦૦ રૂપીયા જેટલું ઉત્પન્ન હતું, એટલે તે કેટલો ઓછો હશે તેનો ખ્યાલ આવી શકે છે. પણ પ્રજા તેની સામે થઈ અને ૧૦ વર્ષની લડત લડી સ્વરાજ લીધું. ત્યાં તો કરો નાંખવા માટે સરકારને કાંઈક બ્હાનું હતું, રાજ્યોના રક્ષણ માટે ઈંગ્લંડે ખર્ચ કર્યું હતું એટલુંયે બ્હાનું હતું. અહીં એકે બ્હાનું નથી. અહીં તો આપણી નિર્બળતા સિવાય સરકારને મદદ ચઢાવનાર બીજું એકે કારણ જણાતું નથી.

યોગ્યતા અને શક્યતા બંનેની વિરુદ્ધ થતી એક ત્રીજી દલીલ તપાસીએ. કહેવાય છે કે થોડા થોડા માણસ કેદમાં જશે તેમાં કશું નહીં વળે, ઘણા જાય તો કાંઈક હેતુ સધાય, અને સાથે સાથે એમ પણ કહેવામાં આવે છે કે આપણે નકામા આપણા માણસો વાવરશું, સરકારને એટલા બધા માણસનો ભોગ ધરવામાં શો લાભ છે. આ દલીલના પહેલા ભાગનો જવાબ થોરોનાં ઉપર ટાંકેલાં વચનોમાં રહેલો છે. એક માણસ પ્રામાણિકપણે જેલમાં ચાલ્યો જશે તો તેનું કામ ઉગી નીકળશે, અને એકમાંથી એકવીશ તૈયાર થશે. લડતનો રણકાર જ એવી વસ્તુ છે કે તે લડત જાહેર થાય તેની વાટ જોઈ બેસી રહેલાની રગેરગમાં લોહી જોસથી વહેતું કરી દે છે, અને કદી જેની આશા ન રખાય એવા માણસો યાહોમ કરવાને તૈયાર થાય છે. દક્ષિણ આફ્રિકાની લડતનાં સ્મરણો હજી તાજાં છે, જેને ન ખબર હોય તે પૂ. કસ્તુરબાને પૂછી આવે.

આમ માણસો વાવરવાથી શું થશે એના જવાબમાં તો એટલું જ કહી શકું કે બીજા દેશોએ સ્વાતંત્ર્યને માટે જે ભોગો આપ્યા છે તેના પ્રમાણમાં આપણે કશા જ ભોગ આપ્યા નથી. કેવળ સ્થૂલ સ્વાર્થોને માટે ઈંગ્લંડ, સ્કૉટલૅન્ડ અને આયર્લૅન્ડે ગઈ લડાઈમાં કેટલા ભોગો આપ્યા તે બતાવતાં 'નેશન' પત્ર જણાવે છે કેઃ

"૯,૪૬,૦૨૩ જુવાનો માર્યા ગયા એટલે કે લડાઈમાં ગયેલાઓના ૧૧ ટકા જેટલા; ૨૧,૨૧,૯૦૬ ઘાયલ થયા. ૯ અબજ ૫૯ કરોડ પાઉંડ જેટલી રકમ કરજે કાઢીને અને કર લઈને ઉભા કરવામાં આવી હતી, અને ૨૦૦૦ પાઉન્ડ જેટલું દેવું માંડી વાળવું પડયું. લડાઈના પેન્શનો માટે ૮ કરોડ ૩૨ લાખ પાઉંડનું કરજ થયું છે."

આપણી લડત તો સ્વતંત્રતાને માટે રહી. આપણે શા શા ભોગો આપ્યા છે? આપણા કેટલા સિપાઈઓ હજી લડતમાં ખપી ગયા છે?

આમ સવિનયભંગનાં કારણો અને તેની સામેના વાંધાઓ આપણે તપાસ્યા. ગયાનો કાર્યક્રમ પૂરો કરવા ૩૦મી તારીખને બદલે આપણે એક બે મહિના તારીખ વધારીએ એવી સૂચનાઓ પણ થાય છે. ગુજરાતને માટે એ સૂચના બરોબર નથી એમ મને લાગે છે. આપણે ગયાના કાર્યક્રમને માટે ૩૦મી પછી, પ્રચારથી વધુ નહિ કરી શકીએ, એમ પ્રચાર સમિતિની જેમ મને પણ ભાસે છે. લડત શરૂ થયા પછી નાણાં પણ આવશે એમ હું માનું છું. સૈનિકો આવશે એમ તો હું ખાત્રીથી માનું છું. આપણી પાસે આઠસો સૈનિકો છે તેમાંથી ઘણા ખરી પડશે એવો ભય બતાવવામાં આવે છે. એ જોખમ આપણે ખેડી લેવું એ જ મને બરોબર લાગે છે. ખરનારા તરત ખરી પડે એ જ ઇચ્છવા જેવું છે. મને લાગે છે કે આપણે સવિનયભંગની પ્રથમ તૈયારી તરીકે આપણા સૈનિકોને ભેગા કરીએ, તેમની આગળ અમદાવાદની પ્રતિજ્ઞા ફરી ફરીને સમજાવીએ, તે પ્રતિજ્ઞાની તમામ

શરત પાલન કરનારા જ લડાઇમાં આવે એવું જાહેર કરીયે અને પછી અકાલીઓ જે વ્યવસ્થા અને દૃઢતાથી પોતાના લડવૈયાઓ મોકલતાં હતા તે વ્યવસ્થા અને દૃઢતાથી આપણા લડવૈયાઓ મોકલતા જઇયે.

## સામુદાયિક નહીં

સવિનયભંગની વાત કરૂં છું ત્યારે સામુદાયિક સવિનયભંગની વાત હું નથી જ કરતો એમ એક વાર ફરીથી પોકારીને કહેવાની હું રજા લઇશ. ગાંધીજીનાં એ સંબંધે વચનો સ્પષ્ટ અને એક જ અર્થ નીકળી શકે એવાં છે:

"જો કોઈ પણ વ્યક્તિ અથવા સમૂહને હિન્દુમુસલમાન ઐક્ય વિષે અવિશ્વાસ હોય, જો કોઈ પણ વ્યક્તિ અથવા સમૂહને આપણા ત્રિગુણ ધ્યેયની પ્રાપ્તિ માટે અહિંસાની આવશ્યકતા વિષે કશો ડગમગો હોય, જો કોઇ પણ વ્યક્તિ અથવા સમૂહે સ્વદેશીનું પાલન પૂરેપૂરું ન કરેલું હોય, જો એક હિન્દુ અથવા હિન્દુસમાજ અસ્પૃશ્યતાના પાપને પોષતો હોય તો તે વ્યક્તિ અથવા સમૂહ સવિનયભંગને માટે લાયક નથી."

આ વચનો જોતાં સવિનયભંગને માટે તૈયાર હોય એવો એકે સમૂહ હું આજે જોતો નથી. વ્યક્તિઓ તો પ્રતિજ્ઞા લેતાની સાથે જ ઉપરની બધી પ્રતિજ્ઞાઓ લે છે, એટલે તેને માટે સવિનયભંગ સર્વ કાળે ખુલ્લો છે એમ હું માનું છું. સવિનયભંગના સ્વરૂપોની હું અહીં ચર્ચા નહિ કરૂં. સવિનયભંગ શરૂ કરતાં પહેલાં તેનો આપણે પુખ્ત વિચાર કરીશું જ. મારૂં માનવું છે કે ગાંધીજીના રાજદ્રોહી લેખો શુદ્ધમાં શુદ્ધ હોઈ તે જ લેખો હજારોની સભા ભરી આપણે તેમને સંભળાવતા જેલમાં જઇયે તો આપણા બલિદાનની શુદ્ધિ વિષે કોઇને કશું કહેવાનું ન રહે. જો એની સામે સરકાર કાંઈ પગલાં ન લે તો આપણે રાજદ્રોહના ભૂંડા કાયદાને તો નાબૂદ કર્યો કહેવાશે. મીઠાના કર ન આપવાના એટલે મીઠું છડેચોક પકવવાનો, સરકાર દરીયા ઉપર અથવા મીઠાંના ક્યારા ઉપર પલટણ મુકે તો પલટણની ગોળીએ ચઢવાનો બીજો ઉપાય છે. એ ઉપાયમાં સામુદાયિક ભંગ આપણી ઇચ્છા વિરુદ્ધ પણ વહોરી લેવાનો ભય રહેલો છે. મને લાગે છે કે એ ભય વહોરતાં આપણે ભારે સાવચેતી રાખવી પડશે. મીઠું પકવનારી પણ નિયમિત ચુંટાયેલી ટુકડીઓ જ જાય, ગમે તેમ મરજીમાં આવે તેમ પ્રતિજ્ઞાનું પાલન ન કરનારા ન જાય એની સાવચેતી આપણે સંપૂર્ણ રીતે રાખી શકીયે તો જ એ રીતે સવિનયભંગ કરવામાં કશી અડચણ નથી. પણ હું એ સ્વરૂપો વિષે વધારે ચર્ચામાં અહીં ન ઉતરૂં.

આ હું પ્રહારાત્મક સવિનયભંગ કરવાની વાત કરી રહ્યો છું ત્યાં રક્ષણાત્મક સવિનયભંગ વિષે તો કશું કહેવાનું રહેતું જ નથી. તેવો સવિનયભંગ તો શુદ્ધ પ્રામાણિક ભાવથી આપણામાંનો દરેક જણ કરી શકે. મદ્રાસ, સિંધ અને બીજે સ્થળે આને માટે અપાતી તકો આપણે જેટલી એળે ગુમાવીયે છીયે તેટલી ભૂલ કરીયે છીયે એવું મારૂં માનવું છે. દાખલા તરીકે સભામાં નિર્દોષ સંગીત ગાવાનું બંધ કરવામાં આવે ત્યાં તેવા હુકમનો તત્કાળ ભંગ કેમ ન કરવામાં આવે તે હું સમજી જ નથી શકતો.

## ઉપસંહાર

આવા મારા વ્યક્તિગત વિચારો છે. સવિનયભંગ કઇ તારીખથી કરવો, કયે પ્રકારે કરવો તે વિષે હું મારા વડીલોના અભિપ્રાયોને સંપૂર્ણ માન આપીને વર્તીશ એટલું જ અહીં કહી દઉં, અને હવે હું આ અણધારી રીતે લાંબા થયેલા ભાષણનો ઉપસંહાર કરીશ. મેં મારો અભિપ્રાય અતિશય વિચારપૂર્વક રજુ કર્યો છે. મારી એમાં ભૂલ છે એમ મને બતાવવામાં આવશે તો હું મારી ભૂલ સુધારવાને ઢીલ ન જ કરીશ. મારૂં નમ્ર માનવું છે કે આજની કઠણ દશામાં જેમ આપણું ઘર સુધારવાની સ્પષ્ટ આવશ્યકતા છે તેટલી જ સરકારની દિનપ્રતિદિન વધતા જતા નિરંકુશ પ્રજાદ્રોહની સામે થવાની જરૂર છે.

બીજો એક પણ દેશ એવો નથી કે જેમાં [illegible] ત્યાં સાંખી રહેવાય છે તેવી વસ્તુસ્થિતિ સાંખી લેવાતી હોય. ભોગો જરૂર આપવા પડશે, ભોગો નહિ પણ પ્રાણ આપવા પડશે. અમેરિકાની સ્વતંત્રતાની લડાઇ શરૂ કરનારના પ્રસિદ્ધ શબ્દોમાં હું પૂછીશ કે,

'શું જીંદગી એવી વ્હાલી છે કે, શાન્તિ એવી ગળી લાગે છે કે, ગુલામીની બેડીઓ પહેરીને તે આપણે ભોગવીયે ? ઇશ્વર ન કરે કે હું તેમ કરૂં. બીજા ગમે તેમ કરે, પણ મારે વિષે તો હું એટલું જ કહીશ કે મને સ્વતંત્રતા આપો અથવા મને મરણ આપો.'

જીલ્લાના જે લોકો ભેગા થયા છે તેમને મારે બે જ શબ્દો કહેવાના છે. તમારો જીલ્લો, બીજા જીલ્લાઓની જેમ સવિનયભંગ કરી ન શકે તેની મને ખબર છે. તમે થોડા પણ સાચા સૈનિકો જેટલા અપાય તેટલા આપો. પણ સૈનિક આપ્યા પછી બેસી ન રહેશો. સૈનિક આપીને તેમની લડતના નિભાવને માટે નાણાં તો તમે જરૂર અકારાં કરશો જ. લડતમાં પ્રત્યક્ષ ભાગ ન લેનાર સ્વદેશીની પ્રવૃત્તિ ક્ષણ પણ ન વીસરે. બ્હેનો ભાઇઓને લડાઇમાં મોકલી રેંટીયો કાંતતી બંધ પડે તો ભાઇઓની સામે ભારે દ્રોહ કરશે. અમેરિકામાં સ્વતંત્રતાની લડાઈ ચાલતી હતી તે દરમીયાન સ્ત્રીઓએ પરદેશી એક પણ વસ્તુ ન વાપરવાનો નિશ્ચય કર્યો હતો, એટલું જ નહિ, પણ ઘરમાં બેસીને પોતાનો બધો વખત કાંતવામાં આપતી. ભરૂચ જીલ્લામાં સુંદર રૂ થાય છે એ રૂ વેચી દઇને ગામડાંઓ રૂ વિનાનાં થઇને બેસી રહે એ અસહ્ય છે. પ્રત્યેક ઘર પોતાની જરૂરીયાત જેટલું રૂ ભેગું કરી લે, અને તે કાંતી ને વણાવી લે એ તેમનો લડતમાં હિસ્સો છે. સ્વદેશીની પ્રવૃત્તિનું સુકાન ભાઇ લક્ષ્મીદાસ અને મથુરાદાસ જેવા વસ્ત્રકલાનિપુણ ભાઇઓના હાથમાં છે. તેમની એકેએક સુચનાઓનો ગામડાં અમલ કરી દેશે તો તેઓએ સેનામાં જનારાઓના કરતાં વધારે કામ કર્યું જ કહેવાશે. તેમને એટલી ખાતરી હું આપી દઉં કે તેમને કાંતવાં વણવાનું સોંપીને હું બીજાને સૈનિક થવાની સલાહ આપી રહ્યો છું, પોતે સૈનિક થવાની અભિલાષા રાખી રહ્યો છું તે તેમને અન્યાય કરવા માટે નહિ, કે સૈનિકોને શહીદની કીર્તિ મળે તે ખાતર નહિ. શહીદની કીર્તિના વલખાં મારવાના આજે વખત નથી રહ્યો, જેલમાં જવાની એ કાંઇ નવાઈ નથી રહી. ૨૫,૦૦૦ જણા જેલમાં જઇ આવ્યા. આપણે તો જેલમાં જવું એ એક નિત્યનો બનાવ થઇ જાય એવું કરી મુકવા માગીયે છીયે. આપણી બહાર જરૂર હોય તો આપણે બહાર રહીયે. મને વલ્લભભાઇ જેવા વડીલો લડાઇમાં ન દાખલ થવા દે, શ્રી૦ રાજગોપાલાચાર્ય કહેતા હતા તેમ એકવાર જેલ જઇ આવેલાને ફરી જવાની બંધી થાય તો તો હું 'નવજીવન'નાં પાનાં કાળાં કરવાને તૈયાર છું. પણ બીજા સૈનિકો પણ ઝંપલાવવાની અને ઝંપલાવીને શહીદ બનવાની ઝંખના રાખીને સવિનયભંગની વાત કરી રહ્યા છે એમ હું જરાય માનતો નથી. પૂજ્ય કસ્તુરબાએ મને વચન આપ્યું કે 'ભાઈ, સૈનિકો તૈયાર થાઓ તો હું જરૂર તમારામા શામિલ થઇશ,' તે એવી કોઇ ઝંખનાથી નહિ, પણ ગાંધીજી જેલમાં છે ત્યારે બહાર રહેવું તેમને મરણ કરતાં વસમું લાગે છે તેથી. મને તો વિશ્વાસ છે કે પૂ. કસ્તુરબાને મોખરે રાખી જેલમાં જનારી સેનાઓ ગાંધીજીને છોડાવી લાવ્યા વિના ન રહે. લડાઇમાં જનારા ઇશ્વરનું સ્મરણ કરી, હિંસાનો વિચાર પણ તજી, શુદ્ધ કર્તવ્ય સમજી ચાલ્યા જાય અને પાછળ રહી સ્વદેશીનું કામ કરનારા ભાઇઓ અને બ્હેનો તેમને આશીર્વાદ દઇ કુંકુંમના તિલક કરી વિદાય દે એટલું જ હું ઇશ્વર પાસે માગું છું.

અબ ન પહેલે વલવલે હૈં, ઔર ન અરમાનોંકી ભીડ,
સિર્ફ મિટ જાનેકી ઇક હસરત દિલે બિસ્મિલ મેં હૈ.

વંદે માતરમ્ !

મહાદેવ હરિભાઈ દેસાઈ